४३३८

# चं-राज अने सती गुणावळी

## नाटक-ां गायनो

[पंचांकी]

જૈનીરાસ ઉપરથી.

ગુજરાત નિતિપ્રબોદ્ધક નાટક મંડળીને માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. પ્રેમચંદ વીરચંદ.

અમદાવાદ

પાનકોરને નાકે ઘાંચીનીવાડીમાં

"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં

નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપ્યાં.



મૂલ્ય રૂ૦—૩—૦

# अर्पणपत्रिका.

## રા. સા. શેઠ ત્રીકમલાલ વાડીલાલ.

( ગિતી. )

ચતુર વિચિક્ષણ વાણી, વળિ ચપળતા ચિત તણી જાણી;
પુસ્તક પ્રેમે અર્પુ, શ્રેષ્ટ શ્રીમાળી ગુણ તણા ખાણી.
જૈન ધર્મપર પ્રિતિ, આણી આપોછો આશ્રય આપ;
તવ ઈચ્છુ હું પોતે, રહો અવિચળ આપ તણી છાપ.
નૃપતિ આભાપુરનો, ચંદ અને વળી ગુણાવળી રાણી;
તે પુસ્તકની સંગે, આપું નામ હું ગુણ ગ્રાહક જાણી.

(હરિગીત છંદ.)

સદ્દગ્રસ્થ જ્ઞાતિ આપનીમાં, બુદ્ધિશાળી છો ઘણા;
પ્રતિનિધી ગિરીરાજ પેઢી, હાલમાં છો તે તણા.
વળી સ્વરાજ અમદાવાદની, પ્રજાના કમીશનર હાલ છો;
રતિવંત, શ્રેષ્ટ મહંત ત્રિકમલાલ વાડીલાલ છો.

મુ. અમદાવાદ શામળાની પોળ. | લી. સેવક શા. પ્રેમચંદ. વીરચંદ.

# चंद्रराज अने सती गुणावली.

## नाटकना पात्रो.

ચંદરાજા............આભાપુરી નગરીનો રાજા.

વીરમતી.............ચંદરાજાની શાવકી માતા.

સુબુદ્ધી..............ચંદનો પ્રધાન.

ગુણાવળી...........ચંદની પટરાણી.

કનકરથ..............સીંહલપુરીનો રાજા.

કનકાવતી...........કનકરથની પટરાણી.

હીંસક...............કનકરથનો પ્રધાન.

મકરધ્વજ...........વીમળાપુરીનો રાજા.

પ્રેમલાલચ્છી.......મકરધ્વજની પુત્રી.

સુમતી..............મકરધ્વજનો પ્રધાન.

સીવકુમાર.............નટનો સરદાર.

સીવમાળા.............સીવકુમારની પુત્રી.

મંત્રીઓ..............મકરધ્વજના પ્રધાનો.

નગરજનો જોગણ વિગરે બીજા પાત્રો.



# चं राज अने सती गुणावली

## नाटकनां गायनो.

## अंक १ लो.

### મંગળાચરણ.

**સર્વે પાત્રો.** **રાગ કલ્યાણ.**

શ્રી વિશ્વેશ્વરા, પ્રભુ શાંતિ સુંદરા,
જન્મથી જનોની મારી વારી તેં ત્વરા. એ ટેક.
ષોડસમા જીન પંચમચક્રૃ, દ્વય પદવી ધરનાર;
વિશ્વસેન અચિરા સુતવર વિભૂ,જય જય જય કરનાર.શ્રી૦૧
પોસહમાં પારેવાને પ્રભુ, શરણે રાખ્યો સૂર;
તીમ મુજ તત્વજ્ઞાન દો ત્રાતા,અતી કરૂણા કરી ઉર શ્રી૦ ૨
શાંતિકરણ સુખભરણ હરણ દુઃખ, જગત ઠરણ જીનરાજ;
ચરણ સેવથી મરણ ટળે વળી, તરણ તારણ છો જીહાજ;શ્રી૦ ૩
પચુપતી તુંહી પ્રજાપતી તુંહી, તુંહી પીતાંબર દેવ;
માત તાતને ભ્રાત મીત્ર તુંહી, જાપ જપું અહમેવ. શ્રી૦ ૪
પીતાંગી નીરનાંગી પાવન, અધમ ઉધારણ આપ;
તાપ તણા પરીતાપ કાપ તું, શીવસુખ આપ અમાપ,શ્રી૦ ૬

### ગજલ કલ્યાણ,

**ચંદરાજ**—છોડી ગયા કયાં આમ સમે; મને આપશું;
દીધો શું છેહ દયા ન આવીશું. છોડી. ૧

ગન મુઝાય માહરૂં મહા શોકમાં,
કીધું અરે એ નિર્દય કામશું. છોડી. ૨
આવી મળોરે આ પળે સીરતાજરે,
દુખના વીશ્રામ કર્તા હાંમ શું. છોડી. ૩
જનમ જનમ ગુન માનુમે તેરા

(ચંદરાજ ગમગીનમાં જાય છે.) ઠુમરી.

અરે ઈશ્વર આ શું બનાવ બન્યો, પ્રીય માતને તાત ગયાં તજીને;
ધરી ભેખ ભૂમીપર ધર્મ ગુરૂ. વીચરવા વનમાં સુગતી સજીને. ૧
હવે વાત વિમાતને હાથ વસે. સંગાથે રે'વુ પડશે સમજીને;
કર્યો નાથ અરે ઉતપાત ખરે, નથી રાખ્યું મહા દુઃખ તે વરજીને. ૨

દુહો.

શું કરીએ હવે સાહીબાંગો, વીજોગ કેમ વેઠાય;
વિમાત વશે વસવું વળી, એ દુઃખ અધીકું થાય. ૧

**વીરમતી— બનઝારો.** (ચંદ પ્રતે વીરમતીનું કહેવું)

સુત શોકતુર છો ભારી, મને વાત કહો વીસ્તારી,
શું એવી વીમાસણ આવી, ઉભો કેમ મુખ કજ કરમાવીરે,
બહો લાડકડા જાઉં વારી મુને વાત કહો. ૧
કે'તો ઈંદ્રતણું ઈંદ્રાસન, આણી આપું તુજને તંનરે.
કે'તો પરણાવું સુરની કુમારી. મુને. ૨
કે'તો અશ્વ તપનરથ કેરો, તુજ બેસવા લાવું ભલેરોરે;
બાંધું નવગ્રહને બંધ ભારી મુને. ૩
કે'તો રીદ્ધી કુબેરની આણી, ભરૂં ભંડારમાં વદ વાણીરે;
ધરૂં કનકગીરી કર ધારી. મુને. ૪
વચ્છ વચન લોપીશ તમારૂં, મન ધાર્યું કરીશ સહુ તા'રૂરે;
નહી જોઈશ પુંઠ તું ગારી મુને. ૫
કોઈ વીણુ કહે કરીશ ન કામ, પુરી પાડીશ મનની હામરે;

રેખ જાણુતો નહી તું લવારી મુને.૬
હું રાચી છું રસવેલી, વળી વીરચી વીખની વેલીરે,
ચીંતા ચીતથી દે તું વીસારી મુને. ૭

**ચંદરાજ—** **ડુબ્યો આજ તાપ.**

મુજ વાત હે સુણો માતજી, શીરતાજ ગરીબનીવાજરે,
કિમકેંણુ લોપું તુમારો હું; જાણું રૂદયે રાજ ધીરાજરે, મુ. ૨
તુમે માત તાત તદ્રુપછો, અન્નદાતા ઈશ્વર રૂપ છો;
ભીડ ભાંજવા ભડભૂપ છો, ત્રાતા તુમ હાથે છે લાજરે મુ. ૨
હું છું શેર અન્ન તણો ધણી.સર્વ રાજ્ય તુમારૂં શીરોમણિ;
છે કૃપા શીસુપર તુમ તણી, સિધ્યાં સઘળાં કાજરે મુ.૩

**ગુણાવલી.** ( વીરમતીને આવતી જોઈને )

**માઢ.**

પધારો બાઈજી પનોતાંરે, ધણી ખંમારે ખમા,
ટળ્યાં પાતીક મુખડું જોતાંરે, ધણી ખંમારે ખમા.
આજ ઘડી આનંદનીરે, દીવાળીનો દીન;
સોને સુરજ ઉગીઓ, પ્રગટચાં પુરવ પુન્યરે. ધણી. ૧
કલ્પલતા પ્રગટી ઘરેરે., ફળીઓ છે કલ્પવૃક્ષ;
ધન ધન કામ કુંભ મુજ મળીઓ, ચીંતામણી પરતક્ષરે.ધણી ૨
બાઈજી મેરૂથકી આજ મોટી, કરી મુજને કૃતાર્થ;
સફળ જન્મ થયો સૂરત નીહાળી, સીધ્યા સઘળા સ્વાર્થરે. ધણી. ૩

**વીરમતી** ( અકળાઈશ માં તું આવડી બધીરે મારી આલી
વાતે કરો મર્મ લેશના વિચારચો લાડી,
મદ વિશે તું રાતી માતી મનરેજી.

અણુસારો અધુરનો થયે સમજે જે મારી લાડી,
જગ્તમાં વિરલા છે એવા જનરેજી;
મેળવવું ધન મૂરખ ધારે સોહલુંરે લાડી,
દોહીલું છે જાણપણું જેહરેજી.
રૂપથી ન રીઝે કોઈ ગુણથી રીઝે લાડી,
આવળકુશમપેરે જાણો તે હરેજી, ૨
વસન પેહેરી ઓઢી જાણો ખાંનપાંન લાડી,
ક્યાંથી હોય બુદ્ધિ કણ એકરેજી.
કવચિત્ ચાતુરી કદીક જોઈ તો શું લાડી,
કાંમભેદ વેધક લહે વિવેકરેજી. ૩
જાણતી હશે જે કોઈ પ્રીત રીત લાડી,
બોલતાં મેં પારખી તુજ ચાતુરીરેજી.
ફોગટ ફૂલમાં ફરે છે તું હમેશ લાડી,
કેળવી નથી તેં કામાતુરીરેજી ૪

ગુણાવલી— રાગ સદર.

એમ શું ઉચારો આપ અકલવંત બાઈ,
છેક કેમ મુર્ખ ગણી મુજરેજી;
જાણું છું હું સહુથી ડાહી જગતમાંરે બાઈ,
મોટમ શું વખાણું મુખે પુજરે: ૧
તુમ તનય જેવો ત્રણ ભુવનમાં નર નહીરે બાઈ,
દ્રષ્ટીએ ન દેખ્યો ગુણવંતરેજી;
અવતાર એથી ધન્ય મા'રો હું ગણું છું બાઈ,
પામીઓ પુણ્યવંત એહ કંતરેજી. ૨

દીનના દયાળ લાલ તાર તાર ત ાર

ધતાઓ–(હાથ જોડી) ઉચ્ચારો આપ કાર્ય આજ કરીને સીઘ્રતાઈ,
દાસ ખાસ પાસ ખડા, બીરૂદવંત બાઈ. ઉ. ૧

વીરમતી—આજ કામદેવો એવું, જલદી કરો જાઈ,
ધનની ઘોરઘટાથી, ઘો વાદલ છવાઈ. આજ. ૨
સૂર્ય છતાં અસ્ત જાણી, રાજ આજ આવે.
વીમલપુરીએ જવા માટે, જરૂર તોજ ફાવે. આજ. ૩

દેવતાઓ—અંજળીનું જળ તરવું જેમ, તેવું આ છે કામ; !
નીમીસમાં વીકુર્વિ માયા, આવીએ આપ ધામ. અં. ૪

તુને કુમલાજી અરવા.

ચંદરાજ—ઊરવાત ઉચારીએજી ઉર. સચીવા મોરા ઉર વાત ઉચારી
કહું તે કર હવે શાણા સત્વર. ઉર વાત. ૧
નીતી રીતી પ્રીતી પુરતી પ્રજારેપર, રાખોરે સારી પર;
કપટી કુટીલ ક્રુર ચુગલખોર ખરે નાંખોરે મારી. ઉ. ૨
દેશથી દુર કરો પાપીજનને, શીક્ષા દોને નીરધારી. ઉ. ૩
વીમળ કમળ જળ હળતો ભુમીપર જસ ઘોને વીસ્તારી.ઉ. ૪

પ્રધાન— રાગ. દેશાની ગજલ.

અહો રાયજી આપ રાજ્યમાં, સુખથી વસે સહુ લોકરે;
પામે ન્યાય નીતીએથી અદલ ક્યાંઈ લેશ વરતે ન શોકરે. અ.
કળાકૌશલથી દેશ ઉનતી, પૂર નૂર બની છે સનમતી;
પ્રીતી સંતતીમાં નહી ભીતી, વીચરે છે આનંદ થોકરે. અ;

ગુણાવલી— (જોગી જોગન બનાકે કીધર ગયો રે.)
પ્યારા રાજ પધાર્યા મોટી મે'ર કરીરે,

આજ દીસો છો ઉચાટમાં. પ્યારા રાજ. ૧
માલતીફુલ જ્યાં મુખ કમળાયું,
તનું કંપે છે સ્વામી મા'રા કહો ખરીરે આજ દીસો છો. ૨
વાલમજી ઘણું વેહેલા આવ્યા આજે,
બહુ દાસી ઉપર દયા દીલ ધરીરે. આજ. ૩
મુજને કહોજી કંથ સલુણા,
એવી શું રે વીમાસણુ ચીત ઠરીરે. આજ દીસોછો.૪

**ચંદરાજ— ગરહુગને દીલસનમકુ દીયા**

સાંભળ તું ચંદ્રાજને વીપરીરત આજની વાત,
વરસ્યો છે મેહ વીણરૂતુમાં એ સઘળો ઉતપાત. સાં. ૧
સીતળ વાયછે સમીર કોપ થયો આક્રૂર;
મુજ કંપે કાય કોમળી સૌ શક્તી ગઈ છે દુર. સાં. ૨
અવનીમાં અંધકાર પસર્યો કેમ થાશે ફીરતાર;
રીત પરાભવ સાંત થાવા તું કર ઉપચાર આ વાર.સાં. ૩

---

# अंक २ जो.

**કનકાવતી— કહુ કયા ફલકકા સતાયારે હુમે**

શું કહું રે સખી સાંભળ શાણી, સહી અવિવેકી છે સારંગપાણી;
રાખ્યું ન ભાન આ સૃષ્ટીને રચતાં, વીજયાનું પાન કર્યું હશે,
તાણી શું કહું રે ૧.

ક્ષાર કર્યું છે ક્ષીર નીધીજળ, કોકીલ કૃષ્ણ કરીશું જાણી,
કંટક પેડ ગુલાબ કર્યો તે, નીપજાવ્યું નજીક ન થલ દેસે પાંણી. ૨
દાતાર દરીદ્રી કૃપણ કોટીધ્વજ, ચુગવામાં અગ્ની ચકોરને આંણી,
ચંદ્ર કલંકી ચતુર વીયોગી છે, કહું શું હુ અગણીત એવી કહાંણી;
તેમ મુજ મે'હલ મુલકને ખજાના, દીધ દયાનીધીએ સુખ ખાંણી;,

રાખી કચાસનરે કોઈ રીતે, પતીપ્રીય છું સખી હું પટરાણી. ૫
એક કુલદીપક અંગજ વીણુ આ, વ્યર્થ સહુ છે તું સાંભળ વાણી;
ધીક મુજ જીવીત ધીક આ સુખને, ભાન ભુલી દુખમાં હું દટાણી.

**રાગ ભેરવી તાલ દાદરો.**

"જગાય હારીરે હો જગાય હારી."

કનકરથ– પ્રીયા તું મા'રીરે હો પ્રીયા તું મારી.
સોચમાં દેખાએ છે તું ભારીરે હો. પ્રીયા. ૧
કે કોઈએ દુભવી છે તુજનેરે,
ઉચારતું ઉદાસીનીવારીરે હો. પ્રીયા. ૨
અનુપમ ચીર આંશુંથી ભીંજાયુંરે
બની દીગ્મુઢ શું વીચારીરે હો. પ્રીયા. ૩
રે મૃગનૈની મ્લાની મુખ જોઈરે;
પામું ખેદ હીમત હારીરે હો. પ્રીયા. ૪
થયો હું આતુર વા'લી વાત વદો વેગેરે;
ચીતથી સૌ શોક વીદારીરે હો. પ્રીયા ૫

કનકાવતી– "પીઉને તજાવર."

જગતમાં સફળ જન્મ જાણુંરે સદાય,
જેને ઘેર પુત્ર પુન્યવંત તે કે'વાય. ૧
ચાહે તેવો મીર વા ધનાઢ્ય કોઈ હોય,
સુર્યોદયે નામ નહી લીએ વળી કોય. ૨
જુવે નહી મુખ આદર ન પામે ક્યાંહ,
મળે સ્વર્ગસુખને શોભા છેરે જગમાંહ ૩
ધુડથી લપેટવા છુટા કેશરે ખેલંત,

નાચતા કુદતા હસતા પડતા લોટંત. ૪

બોલેવીણુ સમજેલાં વેણુ મીસ્ટબાળ,
ધન્ય તેનો અવતાર જાણોજી ભૂપાલ. ૫

માટે સ્વામી ચીંતા મુજ ચીતમાં છે એહ,
બીજું સર્વ ઈશ્વરે આપેલું છે અછેહ. ૬

## કલ્યાણ

કનકરથ—આરાસૂરી અરદાસ સુણો આ, મેહર કરીને તું માડીરે ૧
ભક્તોની સાહ્ય કરવા સારૂ અહોનીશી થાય અગાડીરે. ૨
મહિષાસુરને મર્દન કીધો સુંભ નીસુંભને ત્રાડીરે. ૩
ચંડમુંડને તેં તો ચુર્યા મધુ કેટભને પાડીરે. ૪
ઈમ અગણિત કર્યાં કાર્ય સેવકના, દુઃખ હર તું દા'ડી દા'ડીરે.

## સાડે તીન પૈસે

સભાજનો—ધન્ય ધન્ય દહાડો આજુનો ધન્ય આ વેળારે.

મંમાયાએ મેહર કરીને ટાળ્યાં સૌ દુઃખ દંદ.
કુલઉધારણ કારણ કુંવર પ્રગટયો પુનમચંદ;
કામકુંભ સુરતરૂ ચિંતામણી આવ્યાં સદને આજ;
જૈ જૈ જૈ શ્રી જુગતજનેતા સીધ્યાં સઘળાં કાજ.

## કંગન વામોરા

શેહેરના લોક—માતાજી મુજને મેહેર કરી રજા આપોરે,

ચાલોને સર્વે ચાલો જઈએ રાજદ્વારેરે,
કુંવજી જોવા કાજેરે, છે ઓછવનો દીન આજેરે. ચાલો. ૧
વાજીંત્ર વજડાવોરે, લેવો છે મો'ટો લાવોરે;
ભાવધરી ભેટીશું મનનાં પાતીક મટીસું
અવસર આવો તે ફરી આવે ક્યારેરે. ચાલો. ૨
પ્રજાનો પાળકરે, થશે એ દુખટાળકરે રઢીઆળો રૂડો રાજા.

જસ મેળવશે એ આશા સીહલપતી પાએ પ્રણમીએ પ્યારેરે. ૩

કનકરથ— ગીતિ.

કપટ કરમ અતિ કુડું રૂડું નહી એ જાણુ નકી ભુંડું,
ક્યાં પ્રેમલા ક્યાં લછી, અપ્રટીત એતું વિચારને ઉંડું.

હીંસક— ( કાળી ઘટા કોયલ બીનછારી. )

કાર્ય કપટ વીના નહી થાય રાજકાજ વેપાર સદાય.
ડરો જુઠ થકી શું રાય. તો કેમ રાખ્યો ભુમીમાંય.
માંડી મુળથી જુઠી હાણી.
હજુ વાત કોઈએ નથી જાણી,
શું ખોવું છે સઙ પાણી. નહી સીસૂ ખેલ થસે સુખરેલ
ડરો નહી કાંઇ, કાર્ય.

કનકરથ—માન મંત્રી કહ્યું ઓ મારૂ તેં ધારેલ સહુએ નઠારૂં,
ફરી ફરીને તને હું વારૂં, કર શુભ કૃત્યતો થાય સારૂં. ૧
પુર્વ જન્મ કર્યા હશે પાપ, પરીપૂર્ણ મળ્યા પરિતાપ,
એ જોવા પડેછે અદાપ, નથી કાંઈ સાર, માન નીરધાર,
ભોગવતું તારૂં, માન મંત્રી. ૨

કનકરથ—"હલકપે હીજકા ખંલજરગા સોયુંહી રહા."
અરેઓ મંત્રી શું કરવું હવે તેઆ લોચતું, થસેજ ચાવું ચોરી;
માંસિદ્ધ ચીત્તમાંરે સોચતું, અરે ૧ ચઢે ન ચુલે કાસ્ટ કેરૂ પાત્ર.
તે ફરી ફરી, જાણુ તેમ જુઠનું ચાલે ન જોર જો જરી. અરે ૨

હીસક—હારો ન હીમત હે પ્રભુ ઉપાયતો વિચારીએ, આવેલકસ્ટધૈર્ય ધારી સ્વામીતો નિવારીએ હારો. ૧ પુનઃઆરાસુરીના ધ્યાંનથી સો વંછીત પુરશે, જગતની જનેતા એજ આવી કસ્ટ ચુરશે. હારો.

# अंक ३ जो.

## બેહાગની ગજલ.

વીરમતી—ખીલ્યાં છે કેવાં કુસુમો આ, વાલ્હી વડું તું દેખ;
પસર્યોછે પરીમલ પૃથ્વીમાં, વાયુથી વિશેશ. ખીલ્યાં. ૧
ચંપા ને ચંબેલી જાઈ, જુઇને ગચકુંદ;
કેતકીને વળીકેવડો, માલતી મોગર વૃંદ. ખીલ્યાં. ૨
જાસુદને ગુલાબ જેમાં, નાગપુંનાગ પ્રીયંગું;
આંબ કદંબ નીંબતરૂ આ, ચીતહર જાંબુચંગ. ખીલ્યાં. ૩
એવાં આ અગણિત વૃક્ષો, વળી વહે નીરમળ નીર;
ઉતમ ઇહાં આરામ ઉપજે, શ્રમીત થએ શરીર. ખીલ્યાં. ૪

"જુદું જુદું જીવીત ખરૂં જાણમાંરે."

કનકરથ—આવો આવો અલવેસર આભાના ધણીરે;
ભલે પધાર્યા ભૂપતી ભારી, વીરસેનકુલ વિધુ વિચારી;
મા'રી ઉત્કંઠા મળવા, હતી ઘણીરે. આવો. ૧
મુજ ઘર પ્રગટી મોહનવેલી, આજ ઘણી આણંદની હેલી;
શેલીને ઘેર ગંગા જીમ, આવી ગુણીરે. આવો. ૨
દુર હતા પણ દીલમાં પાસે, જીમ રવી દુર રહે આકાશે;
ઉલાસે વિકસાવે વન પંકજઅણીરે. આવો. ૩
કીહાં ચંદ્રને કીહાં ચકોરા, કીહાં મેઘને કીહાં વળીમોરા;
છે છેટે પણ નેહથી નજીક ઘણા ઘણીરે. આવો. ૪
સાંભરે જેહ સબંધી બાઈ, એમાંતો શીછે અધિકાઇ;
વડાઈ સાંભરે વિનાસબંધે તે તણીરે. આવો. ૫
કમોદની વીણુકારણુ માટે, રાખે છે રૂદયાને સાટે;
ભાવ ધરીને ભાળે, તોય સરી ભેણીરે. આવો. ૬

એજ અમારી રીતી જાણો, જુઠ નથી એમાં એક દાણો
માનો સાચું સહુએ મસ્તકના મણીરે. આવો ૭

ડીંસક રાગ ઓખાહરણનો.

સુણો ચંદજી સાચી વાત, અવધારીએ આ અવદાત;
સીંહલ નૃપની વિનતી શ્યા માટે, માનતા નથી કહો કીણ માટે.
રહીઆસા લીજે રઢમાની, કરીએ નહી આનાકાની. ૧
કુલ જુદું કહી શું છુપાવો, શું આ બાળકને ફોસલાવો. ૨
અમે ઇછતા હતા આ મેલો, થાઓ પ્રગટ તજી હઠ વેલો;
અહો આભાનગરીના ઈશ, સુરીવાકયે જાણું વીસવાવીસ ૩
નામ ઠામ અને કુળ નક્કી, પુરણ આશાછે તુમથી પક્કી.
લેઈ લાકડી તીમીર શું કુટો, તોપણ તેવાતે કીમ છુટો
રાત થોડી રાગત ઘણી રસીઆ, શું રે સાચ વેચો મન વસીઆ;
ફરી ફરીને ઘણું શું કહીએ, ગઈ રજની ઘણી મન લહીએ. ૫
શું છે વાંક હમારો પ્રકાશો; આવ્યાં સાકડે કયાં હવે જાસો,
તાણીએ બહુનો હવે તુટે, છેક આવેલ હાથથી છુંટે. ૬

દાહ ઉઠીછે દુખની દીલમાં

કનકરથ—પર ઉપગાર પ્રયોજેને પુત્ર જનની જણે છે સાહીબા.
સૂર ઉદયોત કરે સૌ રથસે કેદ કરે કુણ સાહીબા. પર. ૧
વક્ષફલે ફલ કુલથી વળી મણી વેચાએ સાહીબા.
નીજદીન નદીઓ નીરવડે કુંણ દેછે શીખામણ સાહીબા. ૨
સરસનીરસ ત્રણે ખાઈને પય ગવરી દીએછે સાહીબા.
તીમ તુમ જેવા પ્રૌઢ પ્રતાપી સ્તોક વીલોકી એ સાહીબા. ૩
કાર્ય કરો કરૂણા કરી શું વિસેસ કહીએ સાહીબા;

(મેરેભંગડ મીયા.)

કનકરથ—વત્છ જુઓ વીચારી. વત્છ જુ.
રાત રહી છે થોડી રમત ભારી. વત્છ. ૧
સાંભલરે તું શુત લાડકડા કાર્ય થયાં સહુસીધ,
છો સમજુ સસનુરા શુરા નહી તુંન્યછે નવનીધ. વચ્છ.
મુકંતા આ દૂર્લભ મેલો માને નહી તુજ મંન,
ગલસે કોટીક એવા મેળા જો છેજ તન. વચ્છ ૨

ભૈરવી ગજલ.

પ્રેમલાલછી—અલબેલાજી અર્જ મારી, મનમાં માંની લીજીએ
ફસાવી પ્રેમફાંસમાં નીરાશ કીજીએ. અલ.
શ્યે નથી મન માનતું અહો યોવન શીણુગાર;
રહો રાજેશ્વરજી રંગીલા પ્રેમસરે પીજીએ. અલ. ૧
કે'શો તે કબુલ કરશું મહારાજા નીરધાર
ફોગટ શું દહોકુશુલે છેહ ન દીજીએ. અલ. ૩
હું પગની છું મોજડી છો સીરના તમે તાજ
મુખ મચકોડી શું રહ્યા કહો ગોદ બીછાવીએ. અલ. ૪
મન રાખી શકી નહી હું તે ખમજો અપરાધ;
છું અલેતી હું હજુ શું તેપર સાહેબા ખીજીએ. અલ. ૫

કુંવરી કુંવર મારા લાડકા.

સ્વામીજી માં'રા સાંભળો સત્ય કહું છું હું વાત,
કીહાં આ વીમલપુરીવળી, કીહાં આભા અવદાત. સ્વાં.
મળીઓ કીહાં આ મેલાવડો, બન્યો લીખીતથી એશ;
પ્રથમ રમતમાં પાતસા, કેમ કાઢો છો વેશ. સ્વા. ૧

મુજને મુરખ રખે માનતા, નથી અજાણ્યું લેશ
છેલ નહી છેતરાઉ હું, એ'વું જાણો હેમશ. સ્વા. ૩
જાણીતો ગ્રહ પીડે નહી, નકી વીશ્વાવીસ;
તોપણ જાશો ત્રટકીને, વધશે શોભા જગીસ. સ્વા. ૪
નીપટ કઠોર ન થાઈએ, માનો રઢ માહારાજ;
ચાકરીના ચોર જો થશો, શાની મોટાઈ લાજ. સ્વા. ૫
મુજ તાતે નથી દુહવ્યા, લે'ણે દેણે લગાર;
લાલચ હજુ રહી હોય તો, ઉચરો મુખે આવાર. સ્વાં. ૬
કહીએ જમાઈ લાડકો, જીમ રૂસે તીમ રંગ;
પણ રૂસે વગર પ્રયોજને, તે તો બાળક ઢંગ. સ્વા. ૭
એહ દશા છે જોગીંદ્રની, ઘટે તમને ન એહ;
વેળાવીનોહની આખરી, કેમ દીજીએ છેહ. સ્વા. ૮
ચીતમાં ચોપટની વારતા, વીસરે નહી તીલમાત,
જો જબરાઈ કરી જશો. પીણ મળીશ પ્રભાત. સ્વા. ૯
પુરવદીશે આભાપુરી. ભૂલીસ નહી રહેઠાણ;
રૂદયમાં લખી રાખજો, અહો મોજ મહીરાણ. સ્વા. ૧૦

ચંદરાજ. "વીધીના કામ છે કેવા."

કરો હઠ શું પ્રીયા પ્યારી, કરશે દુષ્ટ અદેખી કટકીને. ક.
લખેલા લેખ જે વીધીના, અધિક ઓછું નહી એક અંશ;
ચુકો તમે શું ચતુર થઈને, રાખ્યું મન ગારૂ હટકીને. ક.
કથા નથી કે'વા જેવી, બાંધી મુઠી લાખની વારૂ,
રહેતો વચન મુજ જાએ, મુકાય ન સ્નેહ ત્રટકીને. કરો. ૨
ગ્રહી જે છછુંદરી સાપે, ન ખવાય મુકાય ન તેરીત;
થયું છે માહરે વા'લી, રહ્યા અર્ધમાર્ગે લટકીને. કરો. ૩

પ્રેમલાલછી—જવા ન દેઉ એ જદેજીવન,
ઉભો પ્રભુ આ પાલવ પકડી. જવા.

પ્રેમલા— લલીત.

અરર઼ ઓ પતી શું હવે કરૂં, ધિરજ શી રીતે ધ્યાનમાં ધરૂં;
અચિંત તો ગયા સ્વામીજી ખરા, અરરર શું થયું ઓ વિશ્વંભરા. ૧
અધિક વારતો વાલમા થઈ, અરરર એકલી હું ઈહાં રહી;
જીવન નાવિરે શું કૃપા જરા, અરરર શું. ૨
ગિલતિ રાતના નાથજી ગયા, વિકટ વાટરે વેગથી વલ્યા;
છલ કરી ગયા જુ બાજીગરા અરરર શું
પતિ વિના અરે રાજપાટરે, વસન પાકનો ઠાલિ ઠાઠરે;
ગાદન ઘાટ છે સૌ દુખકરા. અરરર. ૪
ફરકિયું હતું દુષ્ટ અંગરે, કુફળ તેહનું ગન તુરંગરે;
મગન થઈ ગયો રંગમાં ત્વરા. અરરર. ૫

મકરધ્વજ “ક્ષત્રી કલંક કેગ લેશેરે.”

ધિક્ક ધિક્ક અરે ઓ આજ. કલંક કુળમાં લગાડ્યુંરે,
દેશોદેશમાં થાસે અવાજ, સર્વત્ર કાર્યતેં બગાડ્યુંરે.
કુલ ખાપણુ ઉપજી અંગાર. કલંક.
બળ્યું રૂપ રંગ શ્રૃંગાર. સર્વત્ર. ૧
સહી વિખકન્યા તું બાળ, કલંક.
મુને પ્રગટી છે રોગ રોમઝાળ સર્વ.
તુંજ માતને છેરે ધિક્કાર કલંક.
પડગો વજ્રાકુક્ષે ન તે વાર સર્વ. ૨
ફીટફીટ સહસ્ત્રે ફીટકાર. કલંક.
તુજ જીવીતને છે ધિક્કાર. સર્વ. ૩
ખોયું સૌરાષ્ટનું નૂર. લ

અરરર કૃત્ય બન્યું આ ક્રૂર. સ. ૩
તુજ જીભેથી શું ફળ આજ, ક.
કરૂં આરે ખડગથી પ્રાજ્ય. સ.
સતકોટી કોટી ધીક્કાર; ક.
શું વદન બતાવે આ વાર. સ.

## મરસીઓ.

રૈયતજનો—ઓય હાયરે આશો ગજબ થયો આજે,
કરે કાળો તે કેર અકાજરે. ઓય.
ભૂપ બારે ભયંકર ભાઈ,
શુ વિચાર કરે નહી કાંઈ;
શું વધશે એમાં અધિકાઈરે. ઓય. ૧
એ ઉર્વસી સમાણી છે કન્યા,
આદરે શું આવો નૃપ અન્યા;
આજ વીમળાપુરી થૈ અધંન્યારે. ઓય. ૨
વધ કરવી એને શું ઘટે છે,
મુખ જોએ માહા પાપ મટે છે;
તે ઉપરે રાજા શું કટે છેરે. ઓય. ૩
પરદેશીની વાતે શું કીજે,
બાલ સ્ત્રીરે હત્યા બેલીજે;
ખીજે રામજી કદી નહી રીઝેરે. ઓય. ૪
ત્રાહે ત્રાહ પુકારે લોક,
પ્રેમીજન તો મુકે મોટી પોક;

શું વરત્યો નગરીમાં આ શોકરે. ઓય. ૫
માટે ચાલો જઈને કાંક કહીએ, નીરભીક રાજદ્વારે વહીએ
એવું થાયતો ઈહાં કેમ રહીએરે. ઓય. ૬

રાગ સદર.

નગરજનો—શાએ કે'ણુ આપણું નહી રાખ્યું,
પછી થાશે પસ્તાવો એ ભાખ્યું;
નાકી હાંની થવાનું એ દાખ્યુંરે. ઓય. ૧
ન્યાયાધીસ લાંચ લેઈને અનીતી, ચોકીદાર ચોરી કરે ધરી પ્રીતી
વાડ વેલાને ખાએ ત્યાં શું રીતીરે, ઓય. ૨
છોરૂ ઉપરે માવીત્ર જ્યારે રૂઠે, કહો દાદ ક્યાં મળીશીર કુટે;
શું કરીએ ઉપાય જ્યાં લુંટેરે. ઓય. ૩
ચાલો ઘેર હવે સહુ ભાઈ, ક્રોધવશે માને રાય નહી કાંઈ;
બહુ ધિક્કાર ભૂપ એ અન્યાઈરે. ઓય. ૪

## સીતાજીના મહીનાનો.

પ્રેમલા—અહો! ઈશ તુંહી અવનીશ દયાળુ દાતારરે;
ભવોભવ તું આભાપુરી ભૂપ, દેજે ભરતારરે. ૧
પત્ની તેની થઈ હું પ્રેમે, પ્રેમલાલચ્છી ખરી;
ગયો નીપટ નહે જો નાથ, જોયું ન પાછું ફરી. ૨
પણ દુષ્ટોએ કુડું કલંક ચઢાવ્યું મુજ શીરે;
માત તાત થયાં મુજ શત્રુ, કરમ શું શું કરે. ૩
તજુ પ્રાણ હું પ્રીતમ આજ, આવીને આ સ્થળે;
કરે અણુસમજ્યું એ અકાજ, કારણ કોઈ નવ કળે. ૪

પ્રભુ પાપ કર્યાં નથી કાંઈ, તોપણ હોવે કદા;
માફ કરજે મયાનીધી તેહ, શરણુ દેજે સદા. ૫

મકરધ્વજ—"ગોપીચંદ લડકા બાદલ વરસેરે કંચન મેહેલમાં." ૨
સત્ય વચન વદોરે અલીક રખેરે ઉચારતા;
સીંહલપુરીએ પ્રેમલા માટે, ગયા હતા જે વાર;
કનકધ્વજ દીઠો વા નહી તે, માનો સૌ નિરધારરે. સત્ય.

પેહેલો પ્રધાન—નહી જુઠ હું ભાખું, સાચી કહુંજી સહુ વારતા.
અન્દાતા નહી આપ આગલે, ખોટું વદુંતી માત્ર. ૧
નીમકહરામ કરું કેમ ખાધું,
છું ઓશીંગલ છાત્રરે. નહી જુઠ હું. ૨
વીવાહ કારણુ ગયા જે સમયે, સીંહલપતીની પાસ;
વીસરી મુજ મુદ્રીકા તે માટે, લેવા ગયો આવાસરે. નહી. ૩
પાછળથી એ ત્રણે જણે મળી, મેળ્યો એ વીવાહ;
કુંવર ન જોયો કૃપાનીધીમેં, પડયો ગુન્હો એ અથાહરે નહીં. ૪

બીજો—વાંકો સર્પ ચાલે સહુ સ્થાને, પણુ સીધો બીલ માંહે.
જુઠો ખરો હોય કેમ ત્રાતા, આપ સમક્ષે કયાંહેરે. નહી. ૫
અપચ હતું મને ગયા દિવસનું, ગયો દેહસુચી ની કાજ;
આવી જોઉં તો વીવાહ મેળ્યો, ગણ્યો ન ગણુતીમાં રાજરે નહીં. ૬
મા'રી વાટ ન જોઈ મહારાજા, ત્રણ્યે જણે આ ત્યાંહ;
કુંવર ન જોયો કાળો ગોરો, હુંશ રહી મન માંહરે. નહીં. ૭

ત્રીજો—માણેજ સિંહલપતીનો ભારે, રીસાઈ ચાલ્યો તેહ;
સમજાવા ગયો તે પાછળથી, મેળ્યો વીવાહ એકરે. નહીં. ૮
ગુન્હો પડયો ગુણુવંતા મો'ટા, થયો હું ચાકરી ચોર;

કુંવર ન દીઠો સરસ કે નરસો, બોલું ન મીથ્યા બોલરે. ન.૭

**ચોથો**—માહારાજા અમે ચારે જણા મળી, ગયા સિંહલને દ્વાર;
વીવીધ વચન કહ્યાં વિવાહ માટે, માન્યું ન જગદાધારરે.ન.૧૦
ભૂપથી ઉપરવટ થઈ મેલ્યો, દુરમતી હીંસકે સંચ;
અમે કહ્યું હવે કુંવર બતાવો, કીધા ત્યારે પ્રપંચરે. ન. ૧૧
કહે કુંવર મોસાળે ભણે છે, મુકી ન હદ તોય એહ;
ભોળવાયા નહી કોઈ ફંદમાં, તેડી ગયો નીજ ગેહરે. ન. ૧૨
ક્રોડ ક્રોડ રૂપૈયા આપી, કસ્યા સહુને લાચાર;
કુંવર ન દીઠો કોઈએ નજરે, પડી ચુક એ આપારરે. ન. ૧૩

**ચારે જણ મળી**—ડરથી વાત છુપાવી રાખી, અમે અહો વસુધાર;
આપ ચરણમાં મસ્તક મુકી, માફ માગીએ સારરે. નહીં. ૧૪



# अंक ४ थो.

**ગજલ. હેબતજદા કયા ખ્વાબમેં દીખાયા મેરે અલ્લા**

**ગુણાવલી**—ઉઠોને અલબેલડા, ગઈ રજની થયું પ્રભાત;
વે'લા તુમથી જાગે વાહાલા, રૂડાં પંખી જાત. ઉઠો.
જે નર સુતાં થાય સુર્યોદય, તસ બળ ધીરજ જાય;
વેળા કર્ણ નરેન્દ્રની કુણ, ફોગટ ખોએ રાય. ઉઠો. ૨
નાહ જે હોય નીરૂદ્યમી વળી, મુરખ શીરના મોડ;
તે નર નીંદ્રા અતી કરે, કહુ છું હું કરજોડ. ઉઠો.
રાત અલેખે આજની, વીલસ્યા નહી ભોગવીલાસ;

અમે તુમ કાજે ઉજાગરો, ભોગવી કીધ આયાસ. ઉઠો. ૪
જાગ્યા પ્રભુ ન જગાડતાં, સ્વમામાં પામ્યા રાજ;
કે કોઈ પરણ્યા કામની, સુતાછો સુખભર આજ. ઉઠો. ૫
ઉદયાચળે રવી ઉગીઓ, પીઉ મુખ દેખાડો મુજ;
ઉભી જળભરી ઝારીમાં, કરો દંતધાવન પુજ. ઉઠો. ૬
રાજસભાનો થઈ ગયો, અવસર હે નણુદીના વીર;
જાણે વિમાત તો દેશે ઓળંભો, સજ્જ થાઓ રણધીર. ઉઠો. ૭

## પીતાજી શી આજ્ઞા કરોછો મને તાલ દાદરો.

**ચંદ્રરાજ**—અરે રાણીજી થઈ વેળા બહુ આજ,
જાણ્યું નહિ ઉગીઓ જે નભરાજ. અરે. ૧
થયું માવઠું તેથી ઘેરાણું તન, થઈ ઢીલ તેથી જાણો તમે મન. ૨
કીધોછે ઉજાગરો જાણું આચર્ણુ, માંડયો આજ ઉદયે પ્રેમવીસ્તર્ણુ ૩
લાગેછે રસીલી વણીકનો રંગ,કરી કયાં કૂડા દીસે એવા આ ઢંગ.૪
કહો મુજ આગળ રાતની વાત, પછે પુછજો મને એ અવદાત. ૫
**ગુણાવલી**—(હાથ જોડી) અરે પીઉ રમત કેવી હોય, ૬
કહાં મુકી જાઉ ચરણાંબુજ દોય.

રમી આવ્યા છો આજ કયાં રજની,
અજબ શોભા દીસેછે મુખકજની,
હું આજ્ઞા વિના બા'ર ધરૂં કેમ પાય;
છું અબલા અરજ આ માનો માહારાય ૮

**"સાદીએ જાુહવે ગુલફામ મુબારક હોવે."**

પ્રીયા તુજ કે'બુ મેં મુજ સ્વપ્નમાં અંતર છે અતી,

ખરૂ કીયું બેમાં હશે જાણે એ જગત્રપતી;
પણ એમ જાણું છું સ્વપ્નાની શી પરતીજ જરી,
અનુભવ્યું વા'લી જે તમે વાત તે હશેજ ખરી. ૧
ખોટી આ નીંદ્રાજાલ સત્ય છો સદૈવ સતી,

ગુણાવલી— (વીસ્મય પામીને)

સ્વપ્નાની વાતસાચી ન હોય મારા પ્રાણપતી,
તુમે વીમલાપુરીએ સ્વપ્નમાં દીઠી છે મને;
જુઠ શું ઉચારો જીવન ઉભીછું હું આપ કને. ૨
કોસ છત્રીસસેં હોય જાત વળત નારે પ્યારા,
વાત એ મનાય નહી આવેગાજ પીઉજી મારા;
ચંદરાજ—અરે તરૂણી એ તારા વેણનો મને વિશ્વાસ,
ખોટું નહી જાણતા રખે મનમાં કરૂંછું હું હાસ્ય. ૩

ગુણાવલી— ભેરવી ગજલ. ચંદ્રમુખીને

સ્વમાની આંટી સાહીબા, છોડી ઘો મનથી છેકરે.
વીચારી વાત વદો પ્રભુ, જીમ વધે રસ શું વિવેકરે. ૧
રજની ઉજાગર જે કર્યો, લેશ તે લેખે નાંણીયો;
પરમેશ્વર તો પેખે છે, રાસ રમી જે રાણીઓ. ૨
અશ્વ દોડે અતિ વેગથી, સ્વાર લહે નહી મનમાં;
તેજ રીતે તમે કર્યું, કે'ણુ ધર્યું નહી કાનમાં. ૩
કાઢો છો હાંસીમાં કંથજી, મારૂં ન માનશો પાતળા;
પારખ્યા તુમને આજે અમે, શીખ્યાં કયાં વણીક તણીકળા.

વિરમતી— ક્ષત્રી કલંક કેમ લેશોરે.

અરે! દુષ્ટ ઓ પાપી ચંડાળ, વહુને વાત શું રે કહીરે;
ના'ને મોઢે મોટી ભરે ફાળ, અફસ અ.જ કયાં ગઈરે.
ચગુા ચાવે મીયાંની વાદ, વહુ.હું ઉતારૂં તારો સહુ નાદ.અ.૧
જોવા માંડી તેં આજથી પુંઠ. વ. સધ્ય તને ચખાડું હું શુંઠ. અ.
પામે ભય મુજથી સૌ દેવ, વ. મુર્ખ તા'રી વીસાત શું હેવ. અ.૨
સુપ્યાં દેશ ભંડાર સ્વતંત્ર, વ. આવ્યું રાજ કાયંડાને સર્વત્ર. અ.
આવી માંકણુને વળી આંખ,વ. નાવી લાજ અરે સઠ ભાખ અ
માટે કહુંછું તુને આ વાર, મૂકીશ નહી ઠાર મારૂંરે;
તારો ઈષ્ટદેવ સંભાળ, છેદુંરે નક્કી શીર તારૂંરે.

લલીત.

અરર માહરી શી ગતી થશે, દિન પતી વિના કેમરે જશે;
નસિબ ફૂટિયું શું સુઝી મતી, અરર કેવિ આ કર્મની ગતી. ૧
કુયમ કરૂં હવે જાઉ કયાંહરે, અરર હાંયરે હાયહાયરે;
ઈશ થયું શું ઓ પક્ષીઆપતી, અરર કેવિ. ૨
કરતણાં કઆં વાગ્યાં હૈયે, મનનિ વાતડી કયાં જઈ; કહીએ,
પતિ છતાં અરે લાખની હતી. અરર. કેવિ. ૩

(મૂર્છા પામી)

દાસી—અરર બાઇરે આમ શું કરો, હિમતનાં હરો ધૈર્ય તો ધરો;
લખિતથી થયું વાંક કેહનો, પુર્વ કર્મથી જોગ આ બન્યો. ૪
સુખદ—તો થયાં બાઇ આગળે, ફળજ તેહનું ટાળ્યું ના ટળે;
સમય ચેતીને ચાલો આપરે, રૂદન ના કરો ટાળો તાપરે.

**ગુણાવલી—** "દયાળુ દેવ કૃપાળુ તું."

રાખીશ સુખમાં અરે પ્યારા, નીભીશ નહી રાખું રે ન્યારા. રા. ૧
થયા પંખી એ ન ધરો શંકા, સરજીત જો છે તો દેશું ડંકા.રા. ૫
વીપત તો સર્વને માથે, આવે છે નહી કોઈને હાથે. રા. ૩
હીમત નવ હારશો વા'લા, કહું કર જોડી છોગાળા. રા. ૪
થવાનું હતું તે થઇ ગયું આજ,ઉદાશ ન થાઓ અહો શીરતાજ.રા.૫

**સુબુધીપ્રધાન**—ગુલશનેમ મહરૂ. **લાવણી.** (વીરમતીને).

ઓ માત અરે એમ ચુપ રહે કેમ છાનો,
શીખમાગે શેહેરના લોક વાત મુજ માનો;
શું કારણ સંગ્રહી રાખ્યો તુમે રઢીઆળો,
નહી વારૂ એ રીસ ચઢે તો દેજો ગાળો. ૧
પણ ન કરો નારીબુદ્ધી ચાલ આ કંઈનો,
જેમ તેમ લોકો સમજાવી કાઢયો એક મહીનો;
તોહી પાર ન આવ્યો બેઠાં મોટી ગાદી,
સહી ચંદ છુપાવ્યો તુમે જાવાધો છોકરવાદી. ૨

**વીરમતી**-(ગુસ્સામાં) નહી રાખ્યોરે મેં છાનો ચંદસુત મા'રો,
શું અવગુણ બોલે મા'રા વાંક સહુ તા'રો;
તેં હણ્યો ચંદને જેહ હતો મને પ્યારો.
નહી તુજસરીખો પૃથ્વીમાં કોઈ હત્યારો. ૩
વળી ડાહ્યો થઈને આવ્યો છે શું કેહેવા,
જાણી તુજ મનની વાત રાખી તુજ સેવા;
બધી વાતે હું ભુંડી તો તું સ્યે રૂડો,
એક દુરમુખને વળી બીજો બોલે કુડો. ૪

જો અવગુણ ગાઈશરે તું મુખથી મા'રા,
તો આગળ હું ઉકેલા ઉકેલીશ તા'રા;

**પ્રધાન**—અરે માત થયાં ઘરડાં હવે સમજણ રાખો;
કોણ સાક્ષી છે મેં હણ્યો નૃપતી તમે ભાખો. ૫
જીવતી ન ગળાય માખી વીચારી બોલો,
પ્રભુનો ડર રાખો લેશ વાત કાંઈ તોલો;
શીખામણ માટે કીધું લુણ બહુ આટે.
ખેલ્યાં છો ઉલટી બાજી પ્રસન્ન થવા માટે. ૬
નહી કરી એવી રૂડી માતા હાંસી,
શા માટે નૃપને હણ્યું જુઓને વિમાસી;

**વીરમતી**—હું વાત કહું છું છાંની તુજને ઘરની,
નૃપ સાથે સદને વિદ્યા એ વિદ્યાધરની. ૭
તે માટે ચંદનું નામ નહીરે લીજે,
કાંઈ આપણ મળીને નવીન કળા તો કીજે;
તું મંત્રી થાને મા'રો હું થાઉ રાજા,
વજડાવો જઈને નગરીમાં જશવાજા. ૮
જો કહ્યું માહરૂં માનીશ નહી ઓ મંત્રી,
તો કરીશ ખરાબી રાખીશ તુજને જંત્રી.

**પ્રધાન**—(ડરતો) મનમાં નહી ધરશો ખેદ રહો સુખશાતા,
કહ્યું આપ તણું એ પ્રમાણ કર્યું મેં માતા. ૯

**શીવમાલા**— "મેં તો શાહાજાદેકું ઢુંઢન ચલીઆંરે."
જીવો જીવો માહારાણી મોરી માતારે,

આવ્યાં છું અમે આશ ભરેલાં ગુણુ કુડેરા માતારે. જીવો.
દેશ વિદેશે બહુ નૃપ દેખ્યા, નહી તુમસમ કોઈ દાતારે જીવો. ૨
પાવન તો થયાં નેત્રપંકજ આ, સહુ ઉપની છે સઘ સાતારે. ૩

શીવમાલા— ઠુમરી. “કૌન ગલી ગયો સાંમ.”

રહો અવીચલ આ રાજ, સદાય સ્વામી;
રીદ્ધી સીદ્ધિ નવનીધી નીરંતર, પરીકર સૈન્ય સમાજ. ૧
હય ગય રથ વધજોસો પરીબ્રલ પામો શત્રુપરાજ.
આનંદ કંદ આમંદ અમાપી, આપો હે જસરાજ. ૨

વીરમતી—(ક્રોધમાં) બેત.

અરે કુણુ છે એવો હેવાન,
જેણે દીધું મુજથી પે'લુ દાન;
હું જોઉં એ બળીયો છે કે'વો,
જણ્યો છે કે જનનીએ ઈહાં એ'વો. ૧
મુજથી ઉપરવટ થઈ આપ્યું હેએ સાસે,
બસ બસ એ નહી ભણ્યો મા'રી નીશાળે;
અરે ! ગયો એ કુસલે જોયો નહી નજરે,
નહી તો પાડત હું દાંત લાવત સહુ મજરે. ૨
પણુ તેને માટે મંડાવું ફરી ખેલ,
કાઢું હું શોધી પીલાવી એનું તેલ.

પ્રધાન—(ગુણાવલીને (જોઠી હું પ્રભુ કાનારે આવાસમાં.)

આપો ગુણાવલી આ કુકંટને આ સમે,
સાસુએ નટને આપ્યો છે બક્ષીસ જો;

કામ નથી હહનું ઈહાં રહેથી વીનાશ છે,
કુશલ્યો રે'શે નટ પાસે સુજગીસ જો. આપો. ૧
રાખશે એને શીવમાલા પ્યારો પ્રાણુથી,
જીવતો છે તો કરીશું કોડ વિલાસ જો;
પાપણી એ રંડાના રાજમાં નહી સુખી,
માટે કહું છું માનો એ અરદાસ જો. આપો. ૨

ગુણાવલી—(રોતીથકી) સમજાવોને સચીવજી જઇને સાસુને;
પંખી કરયો તોય પહોંચી નથી શું હામજો;
કેમ નચાડો ઘર ઘર એને વિદેશમાં,
એમ કરે શું થાશે રૂડું કામજો. સમજાવો. ૧
અકલ ગઈ છે મોત નથી તોય આવતું,
આશાવિલુંધી કરતી હું કીલોલજો;
એમાં એના બાપનું શું જાતું હતું,
કાગડીને નથી આવતું ક્યાંથીએ રોલજો. સમજાવો. ૨

અલેફ્સે તું યાદકર તાલ દાદરો.

ગુણાવલી— સમજાવો જઈ સાસુને તમે ઓ સચીવજી
જરપીટી પંખી કીધ તોય; નાવ્યો અંત હજી. સમ૦ ૧
અરર કોઈ પ્રાણુધાર લાવી આપેરે;
આભારમાનું એહનો તો હું માપરે. સમ૦ ૨
અરર આ લાલુંબો હતો એહ માહરો;
કેંમ હીંગ લાગે સાસુને વીછોડયો એ ખરો. સમ૦ ૩
(ઈશ્વરને) અરર પ્રભુ હાય હાય શું અરે કર્યું;

અબળાનું તન ધંન મંન તેં સહું હરયું (મુછાં પામે છે)

( સાવધકરી ) રાગ સદર.

પ્રધાન—અરરર બાઇ એમ શું કરોછો ખેદરે;

મીથ્યા ન લેખ થાયે કદી જાણો ભેદરે. અરર૦ ૧

એ રાંડને ન છેડીએ છે એંઠનો ઉતાર;

થઈ છે હવે ડોસલી મરશે એ નીરધાર. અરર૦ ૨

પછે રાજછે સૌ આપનું મન વારી રાખીએ;

કામ કાંઈ હોવે તેહ મુજને દાખીએ. અરર૦ ૩

# अंक ५ मो.

( વીલાપ કરે છે ) આશાગોડી.

પ્રેમલાલચ્છી—શુંરે વીસારી મે'લી? સ્વામી મને શુંરે વીસારી મે'લી

આપ ગયાને અવધી થઈ અતી;

કરી જે મુલાકાત પે'લી. સ્વા૦ ૧

પંથીઓને પુછી થાકી પીઉડા;

રહી હું આવાસે એકેલી; સ્વા૦ ૨

શું કરૂ રાજપાટને સેજ વળી,

સુંની દીસે છે હવેલી. સ્વા૦ ૩

ભોજન ભાવે ન નીદ્રારે નાવે,

આંખમાં આંસુની એ'લી. સ્વા૦ ૪

હીરના ચીરને જડીત્ર આભુષણુ,

ન ગમે દાસ સાહેલી. સ્વા૦ ૫

પીડ ન જાણી વાલા ત્યાં સુખમાણો,
ફરો સુખથી રંગ કેલી. સ્વા૦ ૬
પત્ર ન પાઠવ્યો અત્ર લખીને,
વાંચત હું વે'લી વે'લી. સ્વા૦ ૭
ધીક આ જીવત ધીક આ સુખાને,
જીવું છું તોય મરેલી. સ્વા૦ ૮

## નહીરે વીસારૂં હરી. પદ.

**જોગણી**—જાવું છે અંતે મરી, ભજી લ્યોને ગનવા જાવું છે
અંતે મરી;

હાડ ઉપર આ ચામ મઢેલું, માંહે બહુ ગંદકી ભરી. ભ. ૧
શું રે છકગો ધન યોવન મદમાં, રે'હેવાનું નથી એ જરી. ભ. ૨
લલનારસમાં શું લપટાણો, છે વીજવેલી એ ખરી. ભ. ૩
ચાલોછો છળમાં મુછો મરડી, માથે કાળ છે મો'ટો અરી. ભ. ૪
ચેતવું હોય તો ચેતજો ચતુરા, નહી મળે દેહ આ ફરી. ભ. ૫
લગની લગાડો લોભ તજીને, હેતેથી સેવો શ્રી હરી. ભ. ૬
એ વા'લોજી પાર ઉતારશે, સાહયતા સેવકની કરી. ભ. ૭
પુન્ય માર્ગમાં સહુએ પ્રવર્તો, દ્રઢતા દીલમાં ધરી. ભ. ૮
હાથે તે સાથે છે ભાઈઓ, ભવદધી જાશો તરી. ભ. ૯

**પ્રેમલાલછી** **રાગ.સીઆનોકન્હરો.**

રે સખી ફરકે વા માંગ મા'રૂં;
સહી આજ કાર્ય થશે કાંઈ સારૂં. રે૦ ૧
કાંતો કંથનો મેળો મળસે;
હેતેથી હારદમાં એ ધારૂં. રે૦ ૨

પણ પ્રાણેશ વસે અતી દુરે,
ઘડી ઘડી હું મન એરે વીચારૂં. રે૦ ૩
કે'તી હતી તું મુજને પ્રભાતે,
સત્ય થશે વાક્ય તે સહુ તા'રૂં. રે૦ ૪

**જોગીઓ આશાવરીની ગજલ. પડું છું વીખુટા.**

સોવમાલા—(ઉદાશમાં) શું કુર્કટ રાજ અરે થયા નીરમો હીરે પ્યારે
ઉલસ્યું છે જોવા ચીતરે, રે'વા ચાહોછો ન્યારા.
ચુકી નથી તુજ ચાકરી હું, પ્રાણથકી વિશેષ;
રાખો સાહીબા રીઝમાં, શીરછત્ર છો મારા. શું કુર્કટ૦ ૧
માથે લઈને હું ફરી, દેશ વિદેશે રાજ;
દુભવ્યા ઘણા નરેશોને, અહો કારણે તા'રા. શું કુર્કટ૦ ૨
એક ઘડીની પ્રીતડી, પાળે ઉત્તમ લોક;
નવ વરસોની પ્રીતડી, કરો ફોક શું પ્યારા. શું કુર્કટ૦ ૩
વીરમતીની પાસેથી, લીધો કરીને હેત;
કેમ હવે નીરાસ કરોછો, ઓ પ્રાણ આધારા. શું કુર્કટ૦ ૪
તુમને કેણે ભોળવ્યા, જેહ થયા નીસ્નેહ;
કરી પે'લાં પોતાની હવે, છેહ દગોછો છોગાળા. શું કુર્કટ૦ ૫

**ઘરસેઇહાં કોન ખુદાકે લીએ લાયા મુજકુ.**

સોવમાલા—(હર્ષમાં) જાણી નહી વાત વા'લા આજ સુધી મે'તોખરી
લેખે થઇ ચાકરી પ્રભુ જે લેઈને હું ફરી.
પરણી ઘરણીથી મળ્યા રાજ કરો ઓ મા'રાજ,
કાર્ય સહુ સીદ્ધ થયાં ઈશ્વરે રાખી છે લાજ. ૧

મકરધ્વજ-(સીવમાલાને)આપો એ કુકડો થાઉં હું રે મેરૂ સમાન
જાણીશ મા'રી પુત્રીને દીધું છે જીવીતદાન,
વળી આભાર માનીશ તમ તણો અહો નરેશ;
કરૂં કબુલ જે કહો તે લોપું નહી લેશ. ૨

શીવકુમાર-અરે માહારાજ એને ના ગણો તમે વીહંગ,
અમ મનમાં આભાનો ધણી એ ધીર છે અભંગ;
દેતાં નથી ચાલતુ મન ના નહી તમને કહેવાય,

શીવમાલા-કસ્યા છે દેશોદેશે શત્રુ એ માટે માહારાય.
પંખી જાણીને નહી ભુલસો અહો અવનીશ,
એથી તુમ પુત્રીની પુરાસે સહુ જગીસ;
કરી દોસ્તી મેં તુમ પુત્રીની તેથી રાજાન,
નથી કરતી હું તાંણાતાંણ આપતાં સુજાણ. ૪

**પ્રેમલાલછી.** "મજનું હે લેલી અબ તુજપે દીવાના."
(કુર્કટને) શુંણુ પંખી તુજ નગરીનો સ્વામી.
મુજ પ્રીતમછે એ ગુણ ધામી. સુ૦ ૧
ખીણુમાં દુમક રત્ન દ્રષ્ટાંતે,
આવ્યો હાથેથી ગયો ગળતી રાતે. સુ૦ ૨
તે'ને વીયોગથી નીકલી પાંસળીઓ;
તોય નમેરો નાથ ન મળીયો. સુ૦ ૩
ખબર ન લીધી કરી શુંમે ચોરી;
કુસ્ટીને સોંપી પરણીત ગોરી. સુ૦ ૪
દુર છે પંથ મેળો કેમ થાએ;
દુ:ખમાં દીવશરે મારા કેમ જાયે. સુ૦ ૫
કોઈ પ્રભુનો પ્યારો જઈ સમજાવે,

હૃદય કઠોર દયા શું નાવે. સુ૦ ૬
મુજ તાતે વધ કરવા સારૂ;
સોંપી ચંડાલને થયું વલી વારૂં. સુ૦ ૭
થયાં સોળ વર્ષ તોય સાન ન આવી;
પ્રીત કરી પણ ન શકયો એ નભાવી. સુ૦ ૮
તું પંખી છે તેહના ઘરનું;
તેથી મેં વાંચ્યું આ પોથું વરનું. સુ૦ ૯
તુજ દીઠે મુજ દુઃખડાં ખુટયાં;
પાક મલીઓ જાણે ઈશ્વરી તુઠયાં. સુ૦ ૧૦
રખે તું થાતો તેહના જેવો;
કહે પંખી હવે જવાબ શું દેવો. સુ૦ ૧૧

## રાગ આસાગોડી-

દોલત દુનીયા હારી જવું જીવ દોલત દુનીયા હારી; એ ટેક.
જનમ્યું તેહ જવાનુ નકી, કોઈ રહ્યું નહી જારી; જવું.
પળની ખબર નહી પ્રાણીને; કાળ ભમે શીરદાહારી. જવું. ૧
પાંડવ કૈરવ રામ ગયા વળી, મરણ ગયા મોરારી; જવું.
રાવણ જોદ્ધા રણમાં હાર્યો, કીધી કાષ્ટ પથારી. જવું. ૨
સત્યવંત હરીશ્ચંદ્ર ગયા વળી, હાકમને અધીકારી; જવું.
વીર ગયાને ધીર ગયા વળી, અમીર ગયા નીરધારી. જવું. ૩
મહા મલ્ય જોદ્ધાં ગત પામ્યા, રણમાં જસ વીસ્તારી, જવું.
ચક્રવર્ત્તિ નીજ વૈભવ છેડી, ચાલ્યા એકલહારી. જવું. ૪
માતપીતા શુંત નૌતમ નારી, પ્રીત પલકમાં વીસારી; જવું.

પાપ પુન્યનો પલ્લો બાંધી, જાય ખલક જખમારી. જવું. ૫
પાપ પ્રતાપે પુંજી વધારી, અંવીક કરી રખવારી; જવું.
ફવડી એક સાથે નહી આવે, માલીક ઓરથ નારી. જવું. ૬
અંત સમે વૈભવ સૌ ફોગટ, સત્ય ધર્મ સુખકારી; જવું.
સાકરચંદ સદા પ્રભુ ધ્યન્ને, દુરગતી યનારી. જવું. ૭

ચ્ય.લો સખી જીન વંદન કુવરી સજુસેં દુરગતીજાવતહેરે;
સંસાર સાગર પારક રણકુ જીન પતી ઝહાજ કહાવતહેરે, ચાલો.
ત્રણ ભુવન કો નાથ નીરંજન, મુકતી રાજકો મહાવતહેરે; ચાલો.
રાગ દ્વેશકુ પ્રથમ નીવારી, વીતરાગ પદપાવતહેરે; ચાલો.
સરદપુનમકોચંદ્ર પ્રભુજી, જ્યોતસેં જ્યોત મીલાવત હેરે. ચાલો.
કર્મ શત્રુસેં જીત મેલાવી, અરીહંત નામ ધરાપતહેરે; ચાલો.
પુરવસંચીત કર્મ ખપાવત, ધ્યાન પ્રભુકો ધ્યાન હેરે; ચાલો.
સાકળચંદ શરણ તુજ માગે, જૈન સભા ગુણગાવતહેરે. ચાલો.

## તંગ તંગ હે કામાન. રાગ ઇંગ્રેજી. દાદરો.

**પ્રેમલાલચ્છી**—સીધ્યાં સહુએ કાજ આજ, નરરૂપે થયા શીરતાજ
અહો અહો ગરીબ નીવાજ,
રાખી દાસી કેરી લાજ. સી૦ ૧
વીતક વીત્યાંછે બહુ કે'તાં નાવે તેનો પાર;
નજરે આવ્યાં સર્વએ દેખી વા'લાનો દેદાર. સી૦ ૨
**ચંદરાજ**—ફીકર નહી કરો પ્રીયા, યાદ લાવો નહી એવાત.
મોજ કરો મન માનીતી, વીશ્વમાં રે'સે આખ્યાત. ફી૦૩
આસ્યાતો સહુ ફળી, વાગ્યાં જીતનાં નીશાન;
મેળાવડો મળ્યો આ આજ, રે'તી હતી જે ખેચાતાંણ. ફી૦ ૪
**દંપતી**—જગતપતિ શ્રી સુદાસુખકંદજયો જયો શ્રી

મરૂદેવીનંદ, નીરંજનનીર મમ અકલ સરૂપ.
લોક અલોક પ્રકાશકભુપ, તુંહી ભય ભંજન.
રંજનદેવ, ચાહુ અમે ચર્ણું કમલની સેવ. ૧
તુંહી દુઃખ ટાળ પ્રજાપતિ પાળ,
થાયે તુજ ધ્યાનથી મંગળમાળ;
માગુ હું બોધ બીજ જગચંદ,
કૃપાળુ નીવારી એ ભવદુખધુંદ. ૨

મેં જાનું જહાંજી કુંજલાના નહી આછા. તાલ દાદરો.

**ચંદરાજ**—માહારાજ આજ એ કરો ગુન્હો બક્ષીસરે,
આવ્યા એ શરણુ આપણે ન છેદો શીસરે. ગાહા૦ ૧
બુરો કરે બુરાઇ તોપણ ગુણુ લીજીએ,
એ ઉપગારી આપણા છે કરૂણા કીજીએ. માહા૦ ૨
ગુણુ કરે અવગુણી ઉપર તેના હોએ વખાણુ,
ઉગારશો જો એહને વધશે શોભા સુજાણુ. માહા૦ ૩
ઘણું થયું જો જાણુશે તોનહી કરે એ કામ,
દુઃખી બીચારા એહ છે શુ પ્રસન થાઓ સ્વામ. માહા૦ ૪

દુહો.

(ગુણાવળી પત્ર વાંચે છે).

ગુણાવળી—સ્વરતી શ્રી આભા વિશે, ગુણાવળિ ગુણુ વૃંદ
અખંડ એ'વા તન તુમ રહો, એ આશીસ અમંદ. ૧

હોરી. કાફી.

સહાય થયા છે પ્રભુ પ્યારી,
ચીંતા દેજો મનથી વીસારી. સ.
નવ વરસે હું પોંહચ્યો વીમળાપુરી,

સીવગાલા સંગે સારી;
પ્રેમલા પત્નીએ કરયો નર રૂપે,
સુખ ભોગવું છું ભારી; એ છે નોતમ નારી. સ. ૧
આવીસ આભાએ-વાગતે ઢોલે,
રાજ્ય કરીશું સુધારી;
દુરી જન રે'શે ચક્ષુ ચોળીને,
સજ્જનને સુખકારી, વાત કહું વીસ્તારી. સ. ૨
સ્નેહ તમારો અતીશે સાંભરે,
ખટકે કાળજમાં કટારી;
સેખે દીવશ થશે જ્યારે મળીશું,
થઈશ ત્યારે આભારી. પ્રેમ પંથની બલીહારી. સ. ૩
ન બને લખતાં કાગળ નાહનો,
સાંભળરે પ્રાણપ્યારી;
દુર થકી પણ જાણું હજુર હું;
નથી જરીએ તું ન્યારી. સત્ય કહું છું, વીચારી. સ. ૪

બે'ત.

વીરમતી—(ક્રોધમાં) અરે શું ભુલ્યો ગમાર,
કરયો તો જે કુકડો મેં;
આભાપુરીમાં રાજ કરવાની હુંશ રાખી છે તેં,
પણ ઊંટને ખાવા ક્યાંથી ગમે નાગરવેલનાં પાન,
છોડીશ નહી હું તને લેઈશ તા'રો જાન.
સંભાર તું વે'લો તા'રો ઈષ્ટદેવ,
જોઉં કેવી દાખવે છે ક્ષત્રીવટ ટેવ.

ચંદરાજ—સુણો માતાજી ન ધરો મુજથી રોશ,
નથી કાંઈ બગાડયું તમારૂં જે કરો છો જોસ;
મુજથી લડતાં જો લાગે છે સારૂ,
તો થાઓ વે'લા એમાં ઈસ્ટ શું સંભારૂં.
કરયાં છે પગલાં તેથી કરશો કાંક નવાઈ,
જાણું છું તમારા ગુણ કહું શું જીભે ગાઈ.
સ્વાનની પેઠે જાણો તાણું છું વીશ્વનો ભાર,
પણ ઠાલી ઠકુરાઈ ફોગટ ફાંટમાં છાણું તે ખ્વાર.

પ્રેમલા— "રામતોરે નામકી લે મોએ લાગી."

પતી મા'રા કેમ ઉદાશ છો આજે, દીસ ગભરાવ્યું કુણ કાજે. પતી.
સહી તો સાંભર્યું છે નીજ પુરવળી, પ્રથમની જે પટરાણી;
શું સોરઠની માયા તજી સ્વામી, નૈત્રમાં દીસે છે પાણી. પતી. ૧
પ્યારી ગુણાવળી જો ચીત ચઢી હોય, તો તેડાવો ઇહાં વા'લા;
વચન ન લોપીશ તેમનો હું જરી, કહું છું કરી કાલાવાલા. પતી. ૨
મુજ પીતુ તુમને રાજ્ય સુંપે છે, તે તજીને શું જાશો;
સુખ આવ્યો તે કવલ ન મુકો, લાગ મળ્યો છે ખાસો. પતી.

ચંદ— દુહો.

સાંભળ હે ચંદ્રાનને, પ્રજા ભૂપવીણ ત્યાંહ;
ગયા વીના ચાલે નહી, પત્ર આવ્યો છે યાંહે. ૧

મકરધ્વજ તથા સ્ત્રી— "પડવાની પણ પ્રીત."

(ચંદરાજને કહે છે.)

આ અર્જ સુણો માહારાય, સોપું છું તન થારે,

એની લાજ તમારે હાથ, રાખજો શુ દયારે. ૧
છે લાડકવાઈ અલે'તી, નથી રહી ન્યારીરે;
કદી ચુક પડે તોય આપ, થાજો ભારીરે. ૨
મુકતા એને પરદેશ મન નવી ચાલેરે,
પણ પીઉસંગે જાતાં જીમ, આડી કુણ ધાલેરે. ૩

(પ્રેમલાને)—લાખેણી વધારજે લાજ, સાસરા માંહેરે.
પ્રીતમનું જાળવજે મન. અધિક ઉછાહેરે. ૪
વળી શોકયથી સંપી ચાલજે, મુજ બેટીરે;
શું શીખામણ દઊ વીશેષ, ગુણની પેટીરે. ૫
કુળ ધર્મ નીતી સુવીવેક, રાખજે રૂદયેરે,
તેથી કાર્ય થશે સહુ સીધ વર્તજો એ વિધિએરે. ૬
શેઠ કેરી શીખામણ સાર ઝાંપા સુધીરે;
માટે કરજો કોડ કલ્યાણ, વીનવે વીલુંધીરે. ૭

## કલ્યાણની ગજલ.

ગુણાવલી—"ચાંદકી•જુદાઈમેં અબ જાનમેરી જાતીહે."
મુજને કોઈ મેળવો સખી ચીતનો ચોર તે આ સમે.
કંદર્પ કુર સુર શત્રુ અહોનીશ એ અતીસે દમે. મુજને
સાચી મા'રી પ્રેમલા બે'ની માનવ કીધો કંતને,
પણ એક વાતે શોકલડી થઈ ભોળવી રાખ્યો આવાસમે. મુ. ૧
પીઉડો પણ થયો નીસ્નેહી દુઃકર દુર પંથે વસ્યો,
મનડું નહી પો'ચે તીહાં પાંખી ન આપી પ્રભુ તમે. મુ. ૨

(પતીને)—સમુરતણે સદને રે'વું તે અધમ કહ્યું છે શાસ્ત્રમાં,

પણ પરણી ધરણી તજીને સોરઠમાં સાહીબા કેમ ગમે. મુ. ૩
નીશ્ચે નવીન વા'લું વીશ્વમાં લાગે જુનું અળખામણું;
પુનમનો ચંદ પેખે નહી, સહુ બીજ વીલોકે આકાસમે. મુ. ૪
થઈ હતી વા'લી સાસુને, તજી હશે તે રોસથી;
કે કુકંટ થયા લાજ તેની, આવતી હશે મનમે. મુ. ૫
તંબોળીના પાનની પેરે, પીળી થઈ હું પાતળા.
તુમરે વીયોગના તાપમાં, બળુંછું ઝુરી તનમે. મુ. ૬
છો છોગાળાજી ચતુર, નીપટ નઠોર ન થાઈએ;
સુકું કાસ્ટને નીરક્ષર, ભાગી પડે પણ નહી નમે. મુ. ૭
મહેર કરીને મોહના આવો, હવેર ઘણી થઈ;
નથી રે'વાતું નાથજી મનડું, તુમ પુંઠે ભમે. મુ. ૮
ભ્રાંત તજીને શાંત કરો, કાંતાને બુધવજી ભલા;
ગાફ માગુ આપ પાસે, આવી રમાડો રંગમે. મુ. ૯

એક ચતુર નાર કર કરકે સીંગાર.

નગરનાલોકો—થયો જે જે કાર, આજ દ્વારો દ્વાર,
મીઠી ઠારોદાર, ગુંણુ ગાય નાર;
આવ્યા વીશ્વાધાર, ઉમંગ અપાર. થયો. ૧
અવતાર સાર, ગણો આ નીરધાર;
દેખ્યો દુખ હારનો, આજ દેદાર;
નમો વાર વાર, તજી અન્ય વીચાર. થયો. ૨

વીનતી ધરજો ધ્યાન. એ રાહ.

જૈ જૈ જૈ જગનાથ નમન તને. જૈ

લીલા તારી દીસે ભારી, તરણ તારણ ભવપાથ. ન.
સહુ સુખ કરજે આપદ હરજે, કરજે અનાથ સનાથ. ન.
જગદાનંદન કરીએ વંદન, હેતે જોડી હાથ. ન.
આર્ય બાળની ચુક ક્ષમા કરી, સ્વીકારજે ગુણ ગાથ. ન.
આપ ધર્મવીણ અન્ય મતોમાં, બીતે બીડાવી બાથ, ન.
માગી એડલું આપ હજુરે, દેજે તુજપદ સાથ. ન.

સમાપ્ત.

# जाहेर खबर.



## આ પુસ્તક નિચેના ઠેકાણેથી મળશે.

**અમદાવાદમાં**--પ્રસિદ્ધ કરતા પાસેથી ઠે. શામળાની પોળમાં.

**ખેડામાં**—શ્રી જૈનોદય સભામાંથી મળશે.

દેશાવરના અજાણ્યા ગ્રહાકોએ અગાઉથી પૈસા મોકલ્યા શીવાય મંગાવવાની તસ્તી લેવી નહીં નહીતો વેલ્યુપેબલ કરી મોકલવામાં આવશે.

| | |
|---|---|
| ચંદરાજ અને સતી ગુણાવલી નાટક (મોટું) | ૦—૮—૦ |
| સગીત શ્રીપાળ ચરિત્ર નાટક છપાય છે. | ૦—૩—૦ |
| સંગીત લિલાવતી નાટક. | ૦—૩—૦ |
| ધ્રુવ ચરિત્ર નાટકનાં ગાયનો. | ૦—૨—૦ |
| પ્રલાદ ચરિત્ર નાટકના ગાયનો. | ૦—૨—૦ |
| હરપાળ ચરિત્ર નાટકના ગાયનો. | ૦—૨—૦ |

લી. સેવક.

શા પ્રેમચંદ વીરચંદ.

મુ. અમદાવાદ ઠે. સામળાની પોળમાં.